શ્રી નવીન.

# વિજયા વિજય નાટકનાં ગાયનો

શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત

શ્રી દેશી નાટક સમાજને માટે.

રચી પ્રસિદ્ધ કરનાર.

ઝવેરી. ડાહ્યાભાઈ ધોળશાજી.

માજી સંસ્કૃત શિક્ષક મિશન હાઇસ્કુલ—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી.



અમદાવાદ.

" સમશેર બાહાદુર " પ્રેસમાં છાપી.

સંવત ૧૯૫૬—સને ૧૯૦૦.

કીમ્મત રૂ. ૦—૨—૦ ( બે આના. )

### શ્રી શાન્તિનાથાય નમઃ

# શ્રી નવીન વિજયા વિજય નાટકનો ટુંક સાર.

— ❀(૦)❀ —

## અંક પહેલો.

**મંગળાચરણ**

**પ્રવેશ ૧લો–વલ્લભીપુર**ના વૃદ્ધ મહારાજા **વલ્લભસેન**, તેમનો પાટવી કુંવર **પ્હાડસિંહ** નાનો કુંવર **ગંભીરસિંહ**, પાટવી કુંવરનો પુત્ર **વીરસિંહ** તથા વૃદ્ધ **સેનાપતિ** વિગેરે રાજગુરૂ **સિદ્ધનાથનો** ઉપદેશ સાંભળવા બેઠા છે ગુરૂ સિદ્ધનાથ "**ધર્મેજય અને પાપે ક્ષય**" એ સિદ્ધાંતનો ઉપદેશ કરે છે પાટવી કુંવરને એ ઉપદેશ રૂચતો નથી;એનો સિદ્ધાંત "ચતુરાઇએ જય અને બેવકુફાઇએ ક્ષય" એવો છે; કથા પુરી થાય છે; સઘળા દેવળમાં જાય છે; એક શેઠ એક ધાંચી અને એક રજપુત ત્રણ મુસાફર દેખાય છે, પનઘટ ઉપર બાળક વયથી કંટાળેલી શીવલી નામે છટેલ દરજાણ તેની સખી સાથે આવે છે. પ્હાડસિંહ તેને જોઇ લલચાઇ તેની પાસે દોડી જાય છે ગુરૂ **સિદ્ધનાથ** પ્હાડસિંહનું કૃત્ય જોવા પાછળ જાય છે. મુસાફરોમાંનો રજપુત પ્હાડસિંહને પીછાને છે. **દક્ષિણના** રાજા **માધવસેનનો** પુત્ર પોતે **વિજયસેન** ગુપ્ત વેશે છે એમ જણાઇ આવે છે. પોતાની બ્હેન લીલાદેવીને પ્હાડસિંહ કેદ કરીને અહીં લાવ્યો છે તેથી વેશે **ગડબડસિંહનું** નામ ધારણ કરી લીલાદેવીને છોડાવવા વીગેરેનો વિચાર કરે છે. માઠાઆચરણવાળો પ્હાડસિંહ અને દરજ-

ણુનો મેળાપ; ગુરૂ સિદ્ધનાથનો ઠપકો; સિદ્ધનાથનો તિરસ્કાર, સિદ્ધનાથ શાપ આપી વલ્લભીપુર છોડી જંગલમાં જતા રહે છે; પુંજો મેરાઇ ગુપ્ત રહી જુએ છે. જયમલ્લ નામના દુરાચારી ખવાસને શીવલી માટે પ્હાડસિંહની ભલામણ. વૃદ્ધરાજા અને કુંવરો દેવળમાંથી બ્હાર આવે છે. કેરીનું લુમખુ દેખી નાના કુમાર વીરસીંહનો નિશાનથી પાડવા આગ્રહ; નિશાન તાકવામાં ગુંથાએલા વીરસીંહને પાણીમાંથી નીકળી પાછળથી સાપ ડસવાની તૈયારીમાં છે; વિજયસેન નિશાનથી સાપને મારે છે; સઘળાની સમજ ફેર વિજયસેનના ઉપર ખુની તરીકેનો આરોપ; ભેદનો ખુલાસો; વિજયસેનને શાબાશી; ગડબડસિંહના ગુપ્ત નામે વિજયસેનનું જાહેર થવું વિજયસેનને પટાવતની પદવી, કુમારોની કેળવણીનું કામ અને સેનાધિપતિ સાથે રહેવા ભલામણ.

**પ્રવેશ ૨ જો**—દરજીઓનું પંચ. શીવલીના છેડા છુટકાની પંચાત. પુંજો મેરાઇ શીવલી અને પ્હાડસિંહના મેળાપની વાત જાહેર કરે છે. વૃદ્ધ રાજાની સ્વારી; દરજીઓની અરજી; પ્હાડસિંહને બોલાવીને તપાસ; વિજયસેનની સાક્ષી; પ્હાડસિંહને- વિજયસેન સાથે વ્હેરનું બીજ; વૃદ્ધ રાજાનો પ્હાડસિંહને ઉપદેશ અને ઠપકો; પ્હાડસિંહના બેદરકારી ભરેલા જવાબ; નાનો પુત્ર વીરસિંહ પોતાના બાપને સમજાવે છે;

**પ્રવેશ ૩ જો**—જયમલ્લ ખવાસ અને તેનો ગાંડીઓ દીકરો ભેમાપા; પ્હાડસિંહના માઠા વિચાર જયમલ્લ સાથે મસલત; ગાંડીઆને સારી નોકરીએ ગોઠવવાની પેરવી; માથે બાગેલો ગાંડીઓ અને જયમલ્લનો વિવાદ.

**પ્રવેશ ૪ થો**—મ્હેલમાંથી નીકળી બગીચા બ્હાર પાઠ કરવા બેઠેલો ગંભીર કુમાર; પ્હાડસિંહની રાખ્ય ચંદ્રમુખીની દાસી અને દાસીના વેશે રહેલી રાજપુત્રી **લીલાદેવી** બગીચામાં ફુલ વીણે છે. દાસીની અને લીલાદેવીની રાજકુમાર ગંભીરસિંહ વિષે વાતચિત દાસી જાય છે; દુઃખીઆરી લીલાદેવી; ગંભીર કુમાર સાથે પ્રથમ દર્શન અને પ્રેમ બંધન. વૃદ્ધ રાજાનુ અકળાઇને બ્હાર આવવું; પ્હાડસિંહ લાગ સાધી ઘોલળે નખ દે છે; વિલાપ.

**પ્રવેશ-૫ મો**—વિજયસેનના વિચાર; સેનાપતિની પુત્રી વિજયા સાથે પ્રેમનું સૂચન; ગામના દેવળમાં વિજયા દર્શને જનારી છે માટે વિજયસેનનો ત્યાં જવા વિચાર; ગંભીર કુમારનું આવવું; લીલાદેવી સાથેના ગંભીરકુમારના પ્રેમનું પ્રગટ થવું: વિજયસેનનું અનુમોદન, પ્રેમની અગન; વિજયસેનનુ જવું; વીરકુમારનુ આવવું; પ્રેમનો અભ્યાસી ગંભીરકુમાર, મદનની બલીહારી.

**પ્રવેશ-છઠો**—દેવળ આગળ પ્રેમ ઘેલી વિજયા; સહેલી સાથે સ્વપ્નની વાત ચિત; ગરમો. ભ્રષ્ટ ધાનતનો પ્હાડસિંહ અને જયમલ, બાળાઓનું વીખેરાઇ જવું; વિજયાને પ્હાડસિંહ તરફથી ઇનામ; વિજયા અનાદર કરી જાય છે પ્હાડસિંહનો સેનાપતિને બોલાવી વિજયા સાથે લગ્નની માગણી કરવા વીચાર; મા ને તો ઠીક નહી તો સેનાપતિને ઠાર કરવા અને રાણીજી વિજયાને બોલાવે છે એમ કહી જયમલ મારફતે શીવલી દરજણ પાસે પરભારી પોતાના વિલાસ ભુવનમાં લઇ જવા ભલામણ; દેવળમાં આવેલો વિજયસેન પાપીના વિચાર જાણી

જાય છે. અને પાપીનો પ્રપંચ પાયમાલ કરવા પ્રવર્તે છે.

**પ્રવેશ ૭ મો**—પ્હાડસિંહનું દીવાનખાનું; દાસીને દબાવી વિજયસેન ગુપ્તવેશે દાખલ; રાણી અને પ્હાડસિંહ; સેનાપતિ સબંધી વિવાદ, સદ્‌ગુણી રાણીની રકઝક; પ્હાડસિંહ રાણીને ઠાર કરવા જાય છે; વિજયસેન નિશાનથી ઉગામેલી તરવારના ટુકડા કરે છે; પ્હાડસિંહ બીજી તરવાર લેવા જાય છે; વિજયસેન જાહેર પડી રાણીને લઇ ગુપચુપ નીકળી જાય છે; રાણીને બદલે દાસીનું મ્હોત; સેનાપતિ આવે છે, સેનાપતિ પાસે વિજયાની માગણી; સેનાપતિનો તિરસ્કાર; સેનાપતિને કેદ અને ઠાર મારવા જયમલને હુકમ.

**પ્રવેશ ૮ મો**—વિજયા; શીવલી દરજણ સમજાવે છે; વ્યભિચારીણીઓનો તિરસ્કાર. પ્હાડસિંહ અને વિજયાનો વિવાદ, વિજયસેન બચાવે છે,

**પ્રવેશ ૯ મો**—સેનાપતીને ગરદન મારવા તૈયારી; વિજયસેન બચાવે છે. **રેબલો.**

---

## અંક બીજો.

**પ્રવેશ ૧ લો**—રેવાજીના ઘાટ ઉપર સાધુમંડળ, રાણી; દાગીનાનું દાન; શેઠ અને ઘાંચી, પ્રપંચ કરી સાધુ પાસેથી દાગીના પડાવે છે; સાધુ અને 'હાય મુડી'.

**પ્રવેશ ૨ જો**—વિજયા અને સાહેલી; સેનાપતિ અને વિજયસેન; વિજયસેનનો વિજયા સાથે ખાનગી હસ્ત મેળાપ; સેનાપતિ સિદ્ધનાથના આશ્રમમાં જવા ચાલી નીકળે છે.

**પ્રવેશ ૩ જો**—રાજાની રાણ્ય ચંદ્રમુખી; તેની દાસીઓ; લીલાદેવી; રાજા પ્હાડસિંહ; બીજે દીવસે આવવાના કારણ સબધી વાતચિત; ગંભીરસિંહનું નડતર કાઢવા વિચાર; આજ મ્હેલમાં જીવનો બાળો મુકવાની યુક્તિ; જયમલ મારફતે ગોઠવણ; વેસ્યાના બદલાતા વિચાર; ગંભીરસિંહને પોતાનો કરી લેવા પેરવી; લીલાદેવીથી વિવાદ અને તિરસ્કાર લીલાદેવી અને ગંભીર કુમાર; બાળા મુકવાની ઇસારતમાં ભુલ અને ચંદ્રમુખીનુંજ બળી મરવું. કુમાર અને લીલાદેવીનું બચી જવું-

**પ્રવેશ ૪થો**—જંગલમાં રાણી; બળેલ ઘાનતના ઘાંચી અને શેઠ; રાણી યુક્તિથી છટકી જાય છે.

**પ્રવેશ ૫મો**—પહાડસિંહ અને જયમલ; કુમારને બાળી મુકવાના બદલામાં ગાંડીઆને અંગરક્ષકની પદવી અને ઇલકાબ રાજમં ડળની ગંભીરકુમાર માટે પુછપાછ; ગંભીરકુમારનુંજ આવી પ હોંચવું અને પાપીના હાથ હેઠા પડવા પરોઢીએ ગંભીર કુમાર ને મહેલમાંજ મળવાનો સંકેત હાર કરવાની યુક્તિ અને કુમા રના મદદગાર વિજયસેનને દેશ તજાવવા પ્રપંચ; દાસી મારફતે દુધમાં ઝેર અપાવી વિજયાને માથે ઢોળી પડાવવા પેરવી.

**પ્રવેશ ૬ઠો**—વિજયા પોતાના દીવાનખાનામાં; શરમાળ વિજયસેન ની શરમ મુકાવે છે; દાશી દુધ હાજર કરે છે, જયમલ ગપ ગોળો ફેંકે છે; વિજયસેનને વ્હેમ અને તિરસ્કાર; વિજયાને તર છોડી ચાલ્યા જવું.

**પ્રવેશ ૭મો**—ગંભીર કુમારને લીલાદેવીએ પરોઢમાં પાંચ વાગે મ ળવા ચીઠ્ઠી લખી છે; રાજા પ્હાડસીંહે પાંચ વાગે મ્હેલમાં રહે વા હુકમ ફરમાવ્યો છે. ગંભીર કુમારનો ગભરાટ; વીરસીંહને

ઉંધુ સમજાવવું અને પોતાની જગ્યાએ સુવાડી લીલાને મળ-
વા નીકળી જવું; પ્હાડસીંહ; જયમલ અને અંગરક્ષક ગાંડી
ઓ; ભુલમાં ગંભીર કુમારને બદલે વીરકુમારનું ખુન, પ્હાડસીં
હનો પશ્ચાતાપ અને વ્હેર લેવા જયમલને મોકલવો.

**પ્રવેશ ૮મો**—લીલાદેવી; પ્રભાતનું વર્ણન; ગંભીરકુમાર સાથે મેળાપ:
અને પ્રેમની વાતચિત.

**પ્રવેશ ૯મો**—વિજયસેન દેશ ત્યાગી જાય છે; વિજયા પાછી જોગ
ણવેશે દર્શન કરવા દેવળમાં પેસે છે; ગંભીર કુમાર ઘર ભણી;
જયમલ પકડે છે; મારવાની તૈયારી વિજયા બચાવી, લઇ જાય છે.

**પ્રવેશ ૧૦ મો**—વિજયસેન સિદ્ધનાથના વેશે.

**પ્રવેશ ૧૧મો**—દક્ષીણના રાજા માધવસેનની કચેરી; વિજયસેન સિ
દ્ધનાથના વેશે; પ્હાડસિંહનો કાગળ અને લડાઇ તૈયારી; નાચ.

---

## અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો**—સિદ્ધનાથનો મઠ; સેનાપતિ સાધુ વેશે; વિજયા અને
ગંભીરકુમારનો પ્રવેશ; ગંભીરકુમારને મઠમાં રાખી વિજયા
માધવસેનના રાજ્યભણી ચાલી નીકળે છે.

**પ્રવેશ ૨ જો**—મુડીવાળા સાધુ, વેશ બદલેલ વિજયા; બાપ દીકરા-
ની વાત ચિત, લીલાને બચાવવા વિજયસેનનુ પ્હાડસિંહની
છાવણીમાં જવા નીકળવું, વિજયા પાછી જાય છે.

**પ્રવેશ ૩ જો**—પ્હાડસિંહની છાવણી; વિજયસેન લીલાને બચાવી લ-
ઇ જાય છે; વિજયા મદદ કરે છે, પ્હાડસિંહનો અંગ રક્ષકો
ઉપર ગુસ્સો; લડાઇનો હુકમ.

**પ્રવેશ-૪થો**—રાણી; શેઠ. અને ઘાંચી; પાછા સપડાવે છે; ચોરોનો અણુવિશ્વાસ, પોતપોતાના પોત પ્રકાસે છે; વિજયા રાણીને બચાવે છે સિદ્ધનાથના મઠમાં વીંટીની નિશાની સાથે મોકલાવે છે; મુડી વાળા સાધુઓ; પગેરૂ ખોળતા રાણીની પાછળ ચોટ્ટાઓ જાય છે.

**પ્રવેસ-૫ મો**-જળમાર્ગે લડાઇ; વિજયસેન અને વિજયાની ચતુરાઇથી પ્હાડસિંહ કેદ.

**પ્રવેશ-૬ ઠો**—લીલાદેવી ગંભીર કુમારના વિયોગથી ફાંસો ખાઇ આપઘાત કરવા તૈયારી કરે છે. માધવસેન, વિજયસેન અને વેશ બદલેલ વિજયા આવી પ્હોંચે છે; વિજયા ગંભીર કુમારને મેળવવાનુ બીડુ ઝડપી જાય છે. રાજ્ય કેદી માધવસેનનો તિરસ્કાર અને પ્હાડસિંહને કચેરીના ચોકમાં ગરદન મારવા હુકમ.

**પ્રવેશ ૭મો**—પગેરૂ ખોળતા ચોટ્ટાઓ; સિધ્ધનાથના મઠમાં સાધુ વેશે રહેલ સેનાપતિ, રાણી અને ગંભીરકુમાર સાથે ધાંધળ મચાવે છે; ગંભીરકુમારને લેવા આવેલી વિજયા આવી પ્હોંચે છે; સઘળાઓને માધવસેનની રાજ્યધાનીમાં લઇ આવે છે.

**પ્રવેશ ૮મો**—સિધ્ધનાથના વેશે વિજયસેન અને વેશ બદલેલ વિજયા સિધ્ધનાથનો સ્ત્રી જાતનો તિરસ્કાર; વિજયાના જવાબ પોતાની સ્ત્રી સબંધી વ્હેમનો ખુલાસો; વિજયસેનનો પશ્ચાતાપ અને વેશ બદલેલ વિજયાને વિજયાની ખોળ કરવા વિજયસેનની ભલામણ.

**પ્રવેશ ૯મો**—શેઠ, ઘાંચી અને જોગીઓનું ધાંધળ; માધવસેનનું આવી પ્હોંચવું, વિજયા તરફથી ખુલાસો; પાપીઓને શીક્ષા.

**પ્રવેશ ૧૦મો**—પ્હાડસીંહને ગરદન મારવાની તૈયારી; સેનાપતિ સિદ્ધનાથ અને રાણીનું જાહેર થવું, માધવસેન;ગંભીરકુમાર પ્હાડસીંહ માટે માફી માગે છે; ખરા સિધ્ધનાથથી ખોટા સિધ્ધનાથનું જાહેર થવું; બાપ દીકરાનો મેળાપ; વિજયા અને વિજય, લીલાદેવી અને ગંભીરકુમારના લગ્ન, અંતે **પાપે ક્ષય અને ધર્મે જય** છેવટનો આનંદ



# મુખ્ય પાત્રોનાં નામ.

---

**વલ્લભસેન**......................વલ્લભીપુરનો રાજા

**પ્હાડસિંહ**......................તેનો પાટવી કુંવર

**ગંભીરસિંહ**......................પ્હાડસિંહનો ભાઇ

**વીરસિંહ**......................પ્હાડસિંહનો પુત્ર

**સેનાપતિ**......................વલ્લભસેનના સેનાપતિ,

**માધવસેન**......................દક્ષિણનો રાજા

**વિજયસેન**......................તેનો પુત્ર

**જયમલ**......................પ્હાડસિંહનો ખવાસ

**સિદ્ધનાથ**......................વલ્લભસેનના ગુરૂ

**વિજયા**......................સેનાધિપતિની પુત્રી

**લીલાદેવી**......................માધવસેનની પુત્રી

**ચંદ્રમુખી**......................પ્હાડસિંહની રાખેલી

**શીવલી** ......................છટેલ દરજણ

રાણી–શેઠ–ઘાંચી–ગાંડીઓ–જોગીઓ–વિગેરે વિગેરે

**સ્થળ**—વલ્લભીપુર–પાસેની નદી–ગોદાવરી કિનારો અને દક્ષિ-

ણનું રાજનગર

---

શ્રી પરમાત્મને નમઃ

# શ્રી નવીન
# વિજયા વિજય નાટકનાં ગાયનો

## મંગળાચરણ.

### ગાયન.

**સુત્રધાર—** ૧

વંદન ! વિભુ ! મદનમાર !
સાર ન સમજે નર કે નાર
અલખ નિરંજન અપાર—જગદાનંદન—વંદન૦—
ભંજન ભાજન સુજન સાજન
અગમ નિગમ સાર સાર
સકળ મંગળ નિધાન પ્રભુ—તાર તાર—વંદન૦—

**નટીઓ—** ૨

પરમ કૃપાળુ ! પ્રભુ ! વંદુ વિભુ ! વિશ્વાધાર
અશરણ શરણ પ્રભુ ! સુખ સાધક કલ્પતરૂ !
તારણ તરણ ચરણ આધાર—પરમ૦—
શાન્તિ સુંદરીના શણગાર, ચિદ્દઘન જ્ઞાતા દાતાસાર—પરમ૦—
ખલક ખેલનો પામુ પાર માગુ મુનીવર વર આવાર—પરમ૦—

## અંક ૧ લો.

રાજા-કુંવરો-સિદ્ધનાથ— ૧

મદનરિપુ મ્હાદેવ ભજીલે શિવપુર પંથનો સાજ સજીલે
માયાની માયા કાયા ભુલાવે સત્ય શરણ પ્રભુ ચરણ
સમજીલે—મદન૦—
જંજાળમાં ગુંથાઇને જગનાથને જીવ ના ભજ્યા
સંસાર રણમાં ઝુઝતાં બખ્તર ન ભક્તિનાં સજ્યાં
ક્રોડી કમાયો પણ નહિ ફુરસદ ન પળની પણ મળી
જમદુત જમદ્વારે લઇને નાંખશે ઉભો દળી
આળસ મુકી ઉઠરે નર મણીધર
મોહ મમત્વની કાંચળી તજીદે—મદન૦—

શીવલી— ૨

કહેને શે મન ભાવેરે એ બાળોવર—કહેને૦—
લોકો આંગળીએ બતાવે રે—એ બાળોવર૦—
દુનિઆ કહેતી નાર નઠારી રે—
વઢકારીને વળી વ્યભીચારી રે
સુડી વચ્ચે સોપારી રે—એ બાળોવર૦—
પોત પોતાનું સઉ કોઇ તાણે રે—
પતિવ્રત બાઇ પળાવે પરાણે રે
જેને વિતી તે જાણે રે—એ બાળોવર૦—

શીવલી— ૩

અરે હું મસ્તાન પ્રેમની મને કોઇ ન છેડોરે

કોઇ ન છેડો રે—છેલા મને કોઇ ન છેડો રે—
લાચાર હું બિચારી છું—શીદ લ્યો છો કેડો રે
જુવાનીથી દીવાની છું—મારો છોડો છેડો રે—
"પ્રાણુ દાન છે પ્રીતમાં પુછી કરજો પ્રીત
પ્રાણુ દાન તો સહેલ છે કઠણુ પ્રીતની રીત"
આધાર તું કિરતાર મારો પાર બેડો રે—

**શીવલી— ૪**

રાજા તારાં નેનાં—લાગે છે આરપારરે
લાગે છે આરપારરે—દીવાના દિલદારરે—રાજા૦—
કારી કટારી—નાજુક બદન નારી
કઠણુ કટારીનો છે મારરે—રાજા૦—
નેનાંની મારી બની બિચારી
કોનો લાચારને આધારરે—રાજા૦—

**રાજા-કુંવરો-વિજયસેન— ૫**

સત્યનો જયજયકાર સત્યે સદા જયકાર
અંતે ધર્મે જય અને પાપે ક્ષય-વદેછે વેદ શિરોમણી
ચાર દહાડાનો ચારો નિહાળી, પાપી ગોધા અલમસ્ત થરે
આમથી મારી આમથી કુટી, રંક દાબી મદમસ્ત ફરે
પુંઠે પીડાતાં, પાપી પીલાતાં નીત્ય ખમે નુકશાન
રે ચતુર માનવી—અંતે ધર્મે જય
જીવ ફુદાં જુઓ પાપ દીવો જોઇ રત્ન જાણી ઝંપલાઇ મરે
જીવ મુસાફર બાઇ ભુલી રખે, પાપ ધુમાડેથી બાથ ભરે
જમડા ઝાલે—તેવારે સાલે—ચેત ચતુર શિરોમણી
રે ચતુર માનવી—અંતે ધર્મે જય—૦—

**વીરસિંહ-પ્હાડસિંહ—** ૬

નિત્યે મોટાના બોલો માથે ધરી લઇએ
નહીતો વાડામાંના પાડા પેઠે પીડાઇએ
અરે જારે અરે જારે—બાપુ જુઓતો—નિત્યે૦—
વડીલ પુરૂષનું કહ્યું ધરે કાન—
વધે જગતમાં બહુ બહુ માન—
સદા સ્જનમાં મળે સન્માન—
ધરમ કરમનાં રહે નિત્ય ધ્યાન
બાપુ જુઓતો—અરે જારે અરે જારે—નિત્યે૦—

**જયમલ-ગાંડીઓ—** ૭

માથે ભાગ્યો છે બોજારો આ ગાંડીઓ
ખાવા ન દે પીવા ન દે મુઓ સુવા ન દે
ચક ચક ચક ચક ઝતુનુનુનુ—માથે૦—
ખાનારા પાછળ રતન કુંવર આ
કાળા ને ધોળા કુંવર માટે આ
ચક ચક ચક ચક ઝતુનુનુનુ
ભમા આપા ભમા આપા ભમા આપાબં—માથે૦—

**લીલાદેવી-સાહેલી—** ૮

સાચો સાહેબ જગ કિરતાર—પોતે પ્રભુ ઉતારે પાર
સમરણુ રટણુ કરો નરનાર નિશ્ચે પામો ભવ નિસ્તાર
સકળ જગત છે શાન્ત સખી જો
અલખ નિરંજન નામ લખી જો—દે શાન્તિ દાતાર—પોતે૦—
લોચન મનનો જાગ્યો ઝઘડો
જાણું વિશ્વ સકળ સખી વગડો—કોણ સુઝાડે સાર—પોતે૦—

**લીલાદેવી—** ૯

હું દુખીઆરી નીત્યની ખૂબ બળી થઉં ખાખ
રોમ રોમમાં સળગતી પરવશતાની આગ
મુજથી પંખી પણ સુખી જીવ ચાહે ત્યાં જાય
પરાધિનના ઉમળકા જળ સમ વ્હેતા જાય
પૂછુ પગે પડી હે દીન બંધુ
પરવશતાની શીદને બેડી જડી—હે દીન બંધુ—
છું ભાગ્યશાળી બ્હેની ફળી તું
હોંશે હસે પતિ—રંગે રમે પતિ—ખોળે ચઢીતું—હે૦—
જોતું રીઝેતો જગપતિ દેજે
ગુણી પતિને—રૂડી મતિને—સાથે પતિવ્રત—હે૦—

**લીલાદેવી-ગંભીર—** ૧૦

નથી પ્રેમ નીપજતો કાંઈ વાટે કે ઘાટે
નથી પ્રેમ વેચાતો મળતો દોશીડાને હાટે
લોભના લગડે નહિ લાધે—પ્રેમ તણું પરવાળજો
સ્વારથ કાકા કોઆ કોટે નહીં પ્રીત મોતી માળજો
પ્રેમ રત્ન કયાં પાકે પ્રમદા-બોલો વચન રસાળ બાળા
પરમ ભેદુ પ્રેમાળ બાળા—પરમ ભેદુ પ્રેમાળ—નથી૦—
રસીક હૃદયથી રસીક હૃદયને ભેટાડે ભગવાનજો
કોમળ સરળ હૃદય સંગમ એ પ્રેમ રત્નની ખાણુજો
રાજા નહિં શું રસીક હૃદયના—મદથી મહા વિકરાળ રાજા
ધુતારા ધીતાળ રાજા—ધુતારા ધીતાળ—નથી૦—

**લીલાદેવી-ગંભીર—** ૧૧

છોડો મારે છેડોરે છબીલા
બોલો બાળા બોલોરે શાં ઘેલાં

છળ બળ છાંડોરે છેલા—વ્હાલી હવે સમજો વ્હેલાં—છોડો૦—
સલુણા પ્રીતિમાં સમજ નથીરે
પ્રીતિની પોથીમાં સમજ નથીરે
છકમાં છોગું ઝુકેલા..................
લાડી છો લાજે ડુબેલા.....................—છોડો૦—

**લીલા-ગંભીર—** ૧૨

ભાવથી ભેટ આ ભોળીઆ રાજા
માનુની જાળવશું એની માઝા
હયો...આ......વાહ......—ભાવથી૦—
તન મન ગુંથ્યું સાથે—જોજો પીલો હાથે આ...
સલુણી છે શીર સાટે—મધુરી પ્રીતિ માટે આ.....
પ્રીતે પ્રિયા સદા જતન કરીશ હું—ભાવથી૦—

**કુંવરો વીગરે—** ૧૩

અરે ક્રુર કાળ હાહા જગરાય ખાય હાય
શુન્યકાર સૂર્ય જાતાં અંધકાર છે તમામ
દુનિઆની તુચ્છ માયા છે મુસાફરી મુકામ—

**ગંભીર—** ૧૪

છે અજબ પ્રેમની અગન (૨)
લાગી જેને પ્રેમની લગન લગન—
જેને લાગી પ્રેમની લગન-ગણે નહીં વિધન—
ચઢે ઝટ ગગન—પ્રેમની અગન—છે૦—
આંખો છતાં પણ નજર નથી નંખાતી
બુદ્ધિ છતાં પણ વાત નથી સમજાતી
એક પ્રેમ અને પ્રમદાને સોંપ્યું તનમન—છે૦—

ભુલું પરાણે પણ થાતા ભણકારા
ઝાંઝર હૃદયમાં ઝણુણુણ કરે ઝણકારા
પ્રિત વચન વીણાનો નાદ નચાવે થનથન—છે૦—

વીર— ૧૫

મદનની શું બોલું બલીહારી—મદન૦
પ્રેમી સાથે પ્રમદા સાંધણુ અજબ ધનુષ્ય ધારી
રસીક રતિ વલ્લભ જાઉં વારી
ભોજન પ્રેમ કનક થાળે વળી પીવા રસ ઝારી—મદન૦—
મદન તુજ રાજ્ય છટા ન્યારી
પ્રેમ ભીખારી પ્રેમ અમીર છે પ્રેમ છત્રધારી—મદન૦—

જયા— ૧૬

મોહન તારી સુંદર સુરત નાજુક જીવને જાદુ કરે રે
કાચા સુતરને તાંતણે તાણી પ્રેમ કેદમાં કેદ પુરેરે—મોહન૦—
ભોળી સુરતમાં ફંદ આ ક્યાંના ધૂતારાના..ઢંગ ખરેરે
મંતર જંતરજાદુ સમાવા મદનની ચેલી હું તો બનીરે મોહન૦—
આ દિલ ખુલ ખુલ અજબ ખુબીથી—લોભ લગાડી બાંધી લીધુંરે
ભુખ્યું તરસ્યું, શીદને રીબાવે કહે, કાંઇ તારૂં ખાધુ પીધુંરે—
મોહન૦—

જયા— ૧૭

સખી સેજ સમારી હું તો સહજ સુતીતી
ઠંડી મંદમંદ વાયુની લ્હેરો વ્હેતીતી
ન્યાળ્યા નવલ કિશોર—મારા ચિતડાના ચોર—
એની લટકજ ઓર—
નયણે લોભાવી—બાવરી બનાવી—મને ભભરાવી

અટકયાળે મારી શરમ તજાવી—
અવળાચડે અચબૂચ અકળાવી—સખી૦—
નયણે નચાવે જતાં—હસી હસી સામું જોતાં—
મુંગે મુંગા જોત જોતાં—પ્રેમરસ પાતાં પીતાં—
લટકાળે લાલે મારી લાજ લૂટાવી—
અટકયાળે ઝટપટ અટકાવી—સખી૦—

## વિજયા-સાહેલીઓ ૧૮

(ગરબો.)

પ્યારા પ્રીતમનાથ—જગનાથ સાથ નમીએ નિત્ય નયણાં ભરી
શાણુા સ્વામી સંગાથ—રહીએ હળી મળીને બ્હેન હેત હૈએ ધરી
દિલહર તે છે અનાથ નાથ—શાણુા૦—
મંદ પવન પ્રીત ઉપવને—મનહર પોયુ માળી
પ્રેમ માળ પ્હેરાવીને—હસી હસી દે તાળી
તાળી દઇ જોશે રસિકવર ન્યાળીને
ધન્ય ભાગ્ય બાળારે મનહર મ્હાલી જે
ચંદ્રવદની ને ચાંદની-ચાતુર નર સંજોગ
પૂરણ પુણ્યે મેળવે-ભાગ્યવંત એ યોગ
લ્હાવો સખી સંસારનો એક લહીએ સુખી સંસાર
પરણ્યાથી પૂરણ પ્રીતડી જેમ ગોળે રૂડો કંસાર
વ્હાલાથી વ્હાલે મ્હાલે માનુની-સીતારામ સરીખો સંસાર
—પ્રભુ રીઝે તો
મનના મનોરથ પૂરે ત્રિભુવન નાથ—
પ્રેમ છબી રસિઆ રસિક પૂજુ ધારી પ્રેમ
દેવ દયાળ નિભાવજે પતિવ્રતપણુનો નેમ—પ્યારા૦—

**હાડસિંહ—** ૧૯

રે ભામા રૂપમાં રંભા રામા
ઊર્વશી વસી રહી ઉરમાં—હાંરે પ્રિયા—
તું તરૂણી તાણે જાણે બાણે નયન વચન નદી પુરમાં—હાંરે પ્રિયા—
જાગું ઉંઘુ કે સ્વપ્નમાં સલુણી નહીં કંઇ સમજાય
રસમાં ડૂબું કે શું તરૂં પ્રમદા નહીં કંઇ પરખાય
શૂરવીર અબળા—બાંધી લીધો—આંજી દીધો
જોબન જાદુના મને નુરમાં—હાંરે પ્રિયા—રે રામા૦—

**શીવલ્લી—** ૨૦

ચતુરા જે કોઇ ચંચળ નયને ચતુર જનને જાણે
જુવતી તે ધન ધન્ય જીવીત સફળ કરી જાણે
રમી જમી હરી ફરી લે લ્હાણી, સંસારનો સાર પૂરો પીછાણી
જાણી જુવાની ચાલી જવાની, મીઠાં મધુ રસનાં પીએ પાણી;
મનના માનેલા સંગે રંગે ચગે માણે
છટકેલા છેલા સાથે હળી મળી જાણે—ચતુરા૦—

**વિજયા—** ૨૧

પ્રમદા જે કોઇ પ્રવીણ પ્રેમીપતિ પીછાણે
ધન ધન્ય તે પરણેલ પતિને પ્રભુજી સમ પ્રમાણે
સ્વામિની સંગે સુધારસ ચાખે ઝેર વ્યભિચાર સ્વપ્નેન ઝાંખે
પ્રીત ભોજન જમે પંચની સાખે રંચ પ્રપંચ પતિથી ન રાખે
પરનર તણો છાંયો નરકજ નાણે
અજબેલા પતિથી અમૃત જમી જાણે—પ્રમદા૦—

**વિજયા—સાહેલીઓ—** ૨૨

રઢીઆળા રણધીર શાણા રાણા શુરવીર

રજની થોડી રહી—રહીઆળા૦—
વ્હેલા વ્હેલા પ્હોચો વીર—પામરની જાણીપીડ
રજની થોડી રહી—રહીઆળા૦—
વિધાતા વેરણ થઈ, કે કોપ્યા કીરતાર
સાચ ડુબશે સાહ્યબા, વેગે કરજો બ્હાર
હે માલિક મ્હાવીર, રાંકડાના રાખોનીર
આશા કોઈ અવર નહીં—રહીઆળા૦—
ભગતની ભાગો ભીડ, ડુબ્યાને દેખાડો તીર
સગુ સગી એક છે તુંહી—રહીઆળા૦—

સેનાપતિ— ૨૩

મનહર નિશ ભજતું રામ નામ
આ જીવને જે આરામ ધામ—મન૦—
મરકટ મનડુ આ થન થન કરતું
કરી મોહ માયા મદિરા પાન
પાન પાકુ આ કાયા પડશે
પામ પામ મૂઢ રામ નામ—મન૦—

———(૦)———

## અંક ૨ જો.

જોગીઓ— ૨૪

રેવાજી કે ઘાટપેં બહી સંતનકી ભીડ
તુલસીદાસ ચંદન ઘસે તિલક કરે રઘુવીર
રામ રામ સીતારામ રામ રામ સીતારામ
રામ ઝરૂખે બેઠકે સબકા મુજરા લેત,
જેસી જીનકી ચાકરી વેસા વાકુ દેત
રામ રામ સીતારામ રામ રામ સીતારામ

**શેઠ-ઘાંચી-જોગીઓ—** ૨૫

અધધ ધધધ આટલું ધન ! ! !
અબબ બબબ આટલું ધન ! ! !
અરે થયા ન્હાલ, અહાહા ન્હાલ, અહોહો ન્હાલ-અધધ૦—
ચઢી હું તો ગાદીએ બેશીશ આમ
બંદા ભાઈ પ્હેલાં વસાવશે ગામ
લાવું એક નાનકડી શેઠાણી
હું તો બા ચાલીશ સોનાની ઘાણી—અધધ૦—
થશે શેઠ સાહેબને તો સલામ
બંદાતો બડેજાઓ મ્હેરબાન
( ઝાલો આ પેલા પાપી નાદાન )
આવીલ્યા સૂરતમાં મ્હોકકાણુ
જમાદાર-હું-ઉહુંહુંહું—હું
હટો હમે દીવાનના મેમાન-હરામી જોગટા તું જ નાદાન
બચી ગયા હાશ અહાહા હાશ
હાય અન્યાય-આ મુડી મારી જાય-મારી મુડી જાય-
હાયરે હાય
અણુ પોબાર (૨) હાયહાય મુડી ઓ હાયરે હાય—
હાય મુડી હાય—

**વિજયા-સખી—** ૨૬

રંગ રસીઆ મારે મન વસીઆ ખસેડયા ખસે જ કેમ
ગુણ દરીઆ પ્રીતિ રસે ભરીઆ હૈડે રહેશે હેમ ખેમ
વા'રેવા' ત્હારી બુદ્ધિની બલીહારી વારી જાઉં
પ્રભુ પુરો કરે તારો પ્રેમ નેમ—રંગ૦—

લાગી લગની જેની સજની મન મનાવી લે
અલી ઝટપટ પ્રીત થાજે મન શ્રીફળ ભેટ કરે છે ક્ષેમ
હવે ચાલો—જેહેલા ચાલો—પ્રભુ પુરો કરે તારો પ્રેમ નેમ
—રંગ૰—

**ચંદ્રમુખીની દાસીઓ—** ૨૭

બલમારે ચૂંદરવા મોહકું લાલ મંગા દે
જેસી તોરી પધીઆં બાલમ લાલ રંગા દે—બીલ૰—
રંગ રંગીલી ઔર ચટકીલી
બોર બોર મંગા દે—બીલ૰—
ઇસ દુનિઆ દરમીઆન ના કોઇ વતનદાર રહેવાશી
કોઇ આજ ચલે કોઇ કલ મુસાફર હે સબ પરદેશી
નગર તુમારા રખો, મુસાફર ચલે વતન અપને
બોલા ચાલા માફ મિલેંગે ફિર કભુ સપને—રંગ૰—

**લીલા—** ૨૮

અજબ છે ગમ્મત રમત પ્રીતિની
રસિક વિના નહી સમજ પડે રે—
સદાય આનંદ મગન મગન મન
આનંદ વિના નહી નજર ચઢે રે—
ન ચેન દીલને શરીર સુખી નહીં—
રાત દિવસ કંઇ ચેન પડેરે—
અજબ છે તોયે કોઇ અલૌકિક—
આનંદ આનંદ નજર ચઢેરે—
મળે કદાપિ જો મન મોહન તો—
શીતળ પવન ઉપવન સુખ કરતાં

વખામ કામો તજી તુરત હું—

મળુ મોહન ઝટપટ મન હરતાં—

**ચંદ્રમુખી-લીલાદેવી** **૨૯**

ધન ભાગ્ય પધાર્યા ભમરા—છો દિલહર ડાહ્યા ડમરા—
કમળાપતિ આપ હું કમળા—રસીઆ રસીક શણુગાર
તું પ્રેમ બતાવે ખોટો—પાતર ઘર પ્રીતિ તોટો
નહી ગુલાબ હજારી ગોટોરે—તું૦—છટકેલ છટેલી નાર
શૃંગાર મઝા નહી માની—ફોગટ સમજો જીંદગાની
છે ધરમ કરમ ધૂળધાણીરે—શ્રૃંગાર—રસીઆ૦—
છે વિશય વિષનો પ્યાલો—જમપુર નક્કી જ્યાં ઝાલ્યો
ભવ એળે મદનથી મહાલ્યોરે—છે—છટકેલ૦—
હજુ કુંવર તમે છો કાચા—નથી શીખ્યા મદનની વાચા
નથી નયન મુરલીએ નાચ્યારે—હજુ—રસીઆ૦—

**લીલા-** **૩૦**

ધન તને ( વાહવાહ ) રંગ તને ( ઓહો )
દાખલ કરવા વાળી મોહ જાળમાં—ધન૦—
ભરી બજારે વિદ્યા શીખી કુમારને શીખવવા આવી
ભોળી સુરત એ બાળીને ભુંડી શું તારે મન ભાવી
જાજા ફૂવડ ફરતાં ફૂદાં ફાંદે નાંખી પેટ ભરીખા —ધન
ધંધો તારો વ્યભિચારનો નાથ હજારો નિત્ય નવા છે
હૈએ બીજો હોઠે ત્રીજો જોઇ લેજો આ પતિવ્રતાને—ધન૦—

**લીલા—** **૩૧**

હસી હસી બોલો વ્હાલા હસી હસી બોલો લાલા
કાલાં કાલાં વણુ—

રસીઆ મારા શીસાળા (૨) જોડા નયણે નેણુ—
વયણે નયણે વર્ષ્યાં કામણુ કેણુ—હસી હસી૦—
રસીઆ રસ ભર્યા નેણુની ભાષા
સલુણા નથી અમે તો શીખ્યા—
દીલ કોઇને દઇએ નહીં દીલને દઇએ દીલ
દીલ દેખી દીલદારનું દીલ કરીએ સામીલ—હસી૦—

શેઠ-ઘાંચી— ૩૨

બન્યા બન્યા આ તો પુરા બન્યારે
ગુજરાત ખોઇ હવેલી લેતાં-પુરા બન્યારે બન્યા
બાધીની આશાએ આ તો આધી પણુ હા ખોઇ
વિષ્ટામાં મ્હોં ઘાલ્યું તે ખોઇ ભુંડ રહ્યા આ રોઇ
ધોબીના કુત્તાને નવ રહી હાય વાટ કે ઘાટ—બન્યા૦—

વિજયા— ૩૩

જરી એક ઘડી મોડા ઉગજે ચાંદલીઆ
સુના સલુણા વિના માળીઆ—જરી૦—
કમળ વિકસશે વિરહીણી બળશે
અમૃત ઝરશે હૃદય ઉછળશે
પતિ પ્રભુ ન પધારીઆ—જરી૦—

વિજયા-વિજય— ૩૪

ઓ મારા લાજાળા લાડકડા લાજ પડતી મુકો
છો મારા શરમાળા શામળીઆ ચેતો ચાતુર સુકો
બ્હીનો છો શાને ન્હોયરે આ બાવળિઆજી
સુંવાળી જેવી શાલરે નહી ધાબળીઆજી
પાણીશો થઇ ચુકી પાતળી ઓ પાતળીઆજી

રહેવા ઘોને રહેવા ઘોને
રહેવા દેતાં રહેવા ઘોને—રે હઠીલી બાળા
રે હઠીલા વ્હાલારે— છોમનના મેલારે
છો પ્રેમ ઘેલારે—ઉહુંહુંહું રહેવા ઘોને-થવા ઘોને
હાહાહાહા—ઓ૦—

વિજયા-વિજય— ૩૫

અરે ઓ નાથ લુંડીને વગર વાંકે શું તરછોડો
ભલે તરછોડો ઓ સ્વામી તથાપિ મ્હો ન મચકોડો—અરે૦—
નથી કે હું ગુન્હેગાર હું પ્રભુ જાણે છે તે તો સઉ
ફિકર તેની તો નહી કંઇ નાથ—
દુઃખી છો આપ ફિકર બહુ બહુ—અરે૦—
ગળે એકવાર લગાડી લ્યો-હવે તો સાંજ દિલ અટકયું
રીસાયુ ભાગ્ય મારાથી-તમે પણ નાથ રિસાશો શું-અરે૦—

---

છળબળ ફેલ લટપટ મેલ ઓ કાળાં કરનાર
ભોળા ભુલો—વ્હેમે ઝુલો—પાપે ડુલો
જગ ઠગનાર, નિશ્ચયનાર, બહુ બહુ ઘાલી ડોળ
ભોળા ભુલો .......................—
ઓ નારી નાદાર—છે તુજને ધિક્કાર
જો ચાલે તો ભગવતને પણ ઠગવા તું તૈઆર—

લીલા— ૩૬

મંગળા સમયે લઇજો મંગળ પ્રભુનું નામ
મંગળ પ્રભુનું નામ મંગળ પ્રભુનું નામ—મંગળા૦—

શાન્ત પવન શાન્ત મન સૃષ્ટી સકળ શાન્ત શાન્ત
શાન્તિ મંદીર અંદર પેશી ભજીએ પ્રભુજી શાન્ત ધામ—મંગળા૦—
પંખી સકળ કિલ કિલ કરે—અંધકાર દૂર ટળે
જ્ઞાન રસણુ રટણુ કરી લે તો દીસે રવી તેજ ધામ—મંગળા—

લીલા— ૩૭

પિયુ બોલોરે—વ્હાલા બોલોરે—લાલા૦—
પિયુજી આવીને શું પાછા વળ્યા—પિયું૦—
સુરત ચુકયા શું મન મોહન
ભોળા ભમાવ્યા શું કોઇ ભુંડીએ
છાના છાના છેલા આવી મળો—પિયુ૦—
તનમાં છે લાગી રસીક તાલાવેલી
બાળા હું પિયુજી કરૂં કયાં પોકાર
વ્હાલા લગાર વિચાર કરો—પિયુ૦—

ગંભીર-લીલા— ૩૮

મારી નાજુકડી પ્રિયલડી શાને મ્હોં મરડી બેઠી
તારી અણીઆળી આંખલડી ઉંડી થરડાઇ પેઠી
અરે બોલ જરી બોલ ફરી બોલીને બતાવ
અરે જાઓ અરે જાઓ મને ફરી ન સતાવો—મારી૦—
કમળ કોમળ મધુરી બાળા મધુર મંજુલ મદનની શાળા
મદ ઘેલી માનુની હવે માનને—હે.........—મારી૦—

ગંભીર-લીલા— ૩૯

રમણી રસીલી વાહરે વાહ
સહુણી ઠગાયા હા હા હા—લ્યો લ્યો લાલા કેવા બનાવ્યા
—રમણી૦—

ટર્યું સાદુ સાદુ જાદુ મેં મેદાનમાં
જા માગ્ય માગ્ય માગી લે કંઇ દાનમાં
એક મન્ન માગું આવે છે કંઇ ધ્યાનમાં
જા દીધું મન્ન રાખશો કયાં પ્રાણમાં—રમણી૦—
બસ પામી ગઇ અહાહા..........મનહર નાથ
ના નહી છોડું ઉંહુંહુંહું.......બાગા હવે બાથ
ચાલો ઝાલી હાથ—સલુણા સંગાથ—સજોડે રીઝાવો હા હા હા
—રમણી૦—

વિજયા— ૪૦

પ્રિતમની પાછળ હું જોગણુ બની
વ્હાલાની વાંસે વિજોગણુ બનીરે—પ્રિતમ૦—
લજ્જા ડૂબી—પ્રીતિ ડૂબી—ડૂબ્યું આશા ફૂલ—
સ્વાર્થ સારૂ જોગ સાધે વિશ્નુધારી ત્રિશૂળ—
જોગણુ બની-પ્રિતમ૦—
મમત બાંધી મસ્ત બની છું-લાગતાં કલંક ડંખ—
સીતાએ પેઠાં બળતી ચિતામાં—કાઢવા કાળુ કલંક—
જોગણુ બની-પ્રિતમ૦—

વિજયા-ગંભીર— ૪૧

ટગુ મગુ તનતો થઇ રહ્યું
પણ મન માંકલડું હસતુ હરતુ ફરતુ ના જાણ્યું રે
મરૂ મરૂ મૂડુ થઇ રહ્યું
પણ દીવા પાછળ તરફડ કરતું ફરતુ ના રહ્યુંરે
સંત નિરંતર સાર બતાવી—પામ્યા અંત

મન તથાપિ રોજ—માયા—ઘટમાં રમે
નથી સાનકે સમજ—નથી કાંઇ સાનકે સમજ
સમજ રેજ—મન માંકલડું—

**નાચનારીઓ—** ૪૨

અખીઆં અલસાની પ્રિયા સેજ ચલોને
લાલ પલંગપર પચરંગી ટકીઆ—ઉપર ચાદર તાણી—
હળુ હળુ પાઉરે ધરો મોરે સજના-જાગે છે નણંદ જેઠાણી—

———(૦)———

## અંક ત્રીજો.

**જોગીઓ—** ૪૩

લે પ્રીત પ્રભુજીથી જોડી રે'શે અંતે રાખોડી
કાયા માયા તનુજને જાયા મળશે નહિં માટોડી
ચારે તરફથી સળગતું જોશે; પાપી રહેશે પોઢી—રે૦—
દૂર જવું ઘર બા'ર મુરખડા, ધર્મ શરણ કર દોડી—રે૦—
પુણ્ય તણું લે ભાથું બાંધી, પછી ખાંડીએ જાણ પીછોડી
—રે૦—

**ગંભીર-વિજયા-** ૪૪

દીલગીર દુઃખમાં ન થા બાપ્ર ભોળારે—
દીલગીર દીલમાં ન થા બ્હેની મારીરે—
દુઃખ દાવાનળ ચેત્યો ચારે તરફથી

શરણુમાં એક રહ્યા સીતા શ્યામ—મારારામ—મારા રામરે—
દીલગીર૦—

જનમતાં પ્હેલાં પ્રભુ કીધી જાગવશી—
વીપત્તિમાં વ્હારે ચઢો સીતા શ્યામ—મારારામમારા રામરે—
દીલગીર૦—

નવીન અંધારી આવી નશીબની—
તમે પ્રભુ તેજ માંહિ છો તમામ—મારારામ—સીતા શ્યામરે
દીલગીર૦—

**વિજયા—** **૪૫**

દીનબંધુ દીનાનાથ ભોળા મ્હારા ભોળાનાથ
મ્હારી ભાળ લેજોજી—મારી ભાળ લેજો પ્રભુ૦—
સોનાના સોનૈયા નથી રૂપાના રૂપૈયા નથી
એક કોડી પાસે નથી કીહાં જઇ કહીએજી
ખેતી નથી વાડી નથી બીજો કોઇ ધંધો નથી
રામવીણ રાજા નથી જિહાં જઇ રહીએજી
કુટુંબ કબીલો નથી ભાઇ ભાંડુ સગા નથી
હેવો કોઇ મિત્ર નથી—જિહાં જઇ રહીએજી
પડયા ઉંધા કર્મ પાસા દુનીઆની છોડો આશા
ઘેરે ઘેરે ભટકી ભટકી વને વને રખડી રખડી-આહાલેક કહીએજી-

**લીલાદેવી—** **૪૬**

હાવી વખતે રે હાવી વખતે રે હાવી વખતે
પ્રભુ મુજને લેજો ઉધારી હાવી વખતે
મોહ લાલચમાં મન લપટાણું, હારી હરી તુજ શરણે-રે૦—

ક્ષયાની કોટડીઆરે પુરાણી અરપગુ બગાત ચરણે—રે હાવી૦—
ઉંચે આભને નીચે ધરતી છેવટમાં છુટકા છે મરણે
—રે હાવી વખતે૦—

**શેઠ—ધાંચી વીગરે—** **૪૭**

જો આ પગલું (૨) આ પ્હેલું આ બીજું આ ત્રીજું
આ સીધું સરરર સટ
એ આ એ આ એ આ ના ના
ચોર પગેરૂ જાય છે—ગુંડાળું ગુંચાય છે—લાગ હાં સધાય છે
લાવ મારો દલ્લો લે દલ્લો લે દલ્લો
લાવ મુડી—મુઆ અરરરર હત
દરબારી તો ચોરી ગયા ને ઘરબારી લુંટાય
જગલાજી તો જમી ગયા આ ભગલાજી કીચાય
ચોરની મા કોઠીમાં પેશીને રૂએ
સાંભળો જોગી બાપજી—મુડી પ્હેલી આપજી
ભાઇસાબ ઉકલ્યું આ પગલું—એ આ પગલું—
હું આ પગલું— ચાલ્યું ગડડડ ગડ—

**વિજય-વિજયા—** **૪૮**

આખી આલમને ઠગનારી—જાણો નીચ જાતી નારી
લટકે ચટકે કામણગારી—નાંખે ભલભલાને મારી (૨)
રડતી ભરમમાં—હશતી ભરમમાં

એક ટકાનું જોબન આપી ભવહીરો હરનારી—આખી૦—
આખી આલમ મન હરનારી—માનો મોહિની એ નારી
લટકે ચટકે મનડું હારી—નાંખે પ્રાણ પણ ઓ વારી (૨)
સુખમાં વિલાસે—દુઃખમાં દિલાસે
તુચ્છ ટકાનું જોબન જગમાં ઇન્દ્રપુરી કરનારી—આખી—

વિજય-વિજયા— ૪૯

પીરશેલ થાળી ઠેલી તરછોડી મોહન વેલી
મૃગનયની વ્હેમે મેલી—હાંહાં હાય વિપદવનમાં—પીરશેલ૦—
આંતરડી આજ કકળતી નારી હશે નહી રડતી
રડતી જો નજરે ચઢતી—કહેજે આ બધુ તું બ્યાન—પીરશેલ૦—
આંસું મોઢું આંખથી પાડે ત્હારો નાથ
હેત હોય તો ઝાલ જઇ હીણુ ભાગીનો હાથ—પીરશેલ૦—
માગ ફેંકી આંધળો માનુની કરજે માફ
કેહેજે મારા મિત્ર તું સંદેશો આ સાફ—પીરશેલ૦—

મ્હાડસીંહ— ૫૦

અરે કોણ હું ને થયા કેવા હાલ !
થયો પાપથી હું પુરો પાયમાલ—
ફુલ્યો હાય હું નાગ રાખી ફુંફાટ
ગણ્યો કાન ના કંઇ ગરીબનો ખુમાટ—
કર્યું'તું શરૂ પાપનું મ્હેં જુગાર
બન્યો પાપીઓ હાય પુરો ગમાર—

સમઘળા— ૫૨

વિજય છે વિજય નેકી ટેકીનો વિજય
અભય છે અભય સદાચારીનો અભય
પાપી પહેલાં તો ફુલાય પછીથી પુરા પસ્તાય
પારો ખાઇ રાજી થાય વિના મોતે માર્યો જાય
સજી લઇ સદજ્ઞાન ભજી લેજે ભગવાન
અંતે પાપે ક્ષય થાય અને ધર્મે જય થાય—વિજય૦—



# જાહેર ખબર

નીચે છપેલાં પુસ્તકો શ્રી દેશી નાટક સમાજનો મુકામ જ્યાં હોય ત્યાંથી અથવા અમદાવાદ તળપદમાં ગ્રંથકર્તા પાસેથી મળશે. માટે, જેઓ સાહેબને જોઇતાં હોય તેમણે રોકડી કિંમતથી મંગાવી લેવાં. વેલ્યુપેબલ અથવા નાટપેડ કાગળ રાખવામાં આવશે નહી.

| | | | |
|---|---|---|---|
| | | | રૂ. આ. પા. |
| ૧ | સતી સંયુક્તા નાટકનાં ગાયનો | (આવૃતી ૬ ઠી | ૦-૨-૦ |
| ૨ | સુભદ્રા હરણ નાટકનાં ગાયનો ... | (નથી) | ૦-૨-૦ |
| ૩ | વીર વિક્રમાદિત્ય નાટકનાં ગાયનો...... | (નથી) | ૦-૨-૦ |
| ૪ | કેસર કીશોર નાટકનાં ગાયનો ... | (નથી)... | ૦-૨-૦ |
| ૫ | સતી પાર્વતી નાટકનાં ગાયનો | આવૃતી ત્રીજી... | ૦-૨-૦ |
| ૬ | અશ્રુમતી નાટકનાં ગાયનો | ,, ૯ મી... | ૦-૨-૦ |
| ૭ | રામવિયોગ નાટકનાં ગાયનો | ,, ચોથી ... | ૦-૨-૦ |
| ૮ | મ્યુનીસીપાલ ઇલેક્શન ના૦ ગા૦ | ,, બીજી ... | ૦-૨-૦ |
| ૯ | સરદારબા નાટકનાં ગાયનો | ,, પાંચમી... | ૦-૨-૦ |
| ૧૦ | ઉમાદેવડી નાટકનાં ગાયનો | ,, ચોથી ... | ૦-૨-૦ |
| ૧૧ | મોજકુમાર નાટકનાં ગાયનો | ,, બીજી ... | ૦-૨-૦ |
| ૧૨ | વીણાવેલી નાટકનાં ગાયનો... | ,, ત્રીજી ... | ૦-૨-૦ |

**ઝવેરી. ડાહ્યાભાઈ ધોળશાજી.**

**શ્રી દેશી નાટક સમાજના માલીક.**

રચી પ્રસીદ્ધ

**ઠા, અમદાવાદ ડોશીવાડો.**